નતની તાબેદારીને લીધે કે જે નકશબંદીઓના અવલીયાઓએ અખત્યાર કરી છે તેઓ બીજા કરતાં આગળ વધ્યા છે, અને પુરતી રીતે તાબેદારી કરવાને લીધે આ કામેલ મોશાબહત તેઓની બુઝુરગી ઉપર દલીલ છે. અને જો અમો ટુંક હિમ્મતવાળાઓની હિમ્મત પુરતી રીતે હઝરત (સલ)ની તાબેદારી કરવાથી કંટાળે અને ઇબાદતમાં, આદતમાં તથા વહેવારમાં વાજેબને અદા કરવા ઉપર તથા હરામ મકરૂહ અને શુબ્હવાળી વસ્તુઓના છોડવા ઉપર ખાસ કરીને વહેવારમાં બસ કરશે તો તે પણ ઘણું લાભકારક છે. અગર જો પછી નફલો તથા મુસ્તહબ્બોને બજાવી લાવવું તથા ઇબાદત તથા આદતમાં સુંનતોમાં પુરતી રીતે લાગેલા રહેવું બની નહીં શકે તેમ. રસુલુ-લ્લાહે (સલ) ફરમાવ્યું છે "જે કોઇ શુબ્હની વસ્તુઓથી બચશે તેણે પોતાના દીનને માટે છુટકારો મેળવ્યો તથા પોતાની આબરૂની સંભાળ કરી. અને જે કોઇ શુબ્હવાળી વસ્તુઓમાં પડશે તો તે હરામમાં પડશે" બુખારી તથા મુસ્લેમ. અલ્લાહ તઆલા ફરમાવે છે "તેના દોસ્તો મુત્તકીઓ શીવાય કોઇ નથી"

તકવો એટલે વાજેબોને અદા કરવું તથા શુબ્હવાળી વસ્તુઓને છોડવી છે. વધારે નફલો પઢવી અને મુસ્તહબ્બો બજાવી લાવવા નથી હરામ વસ્તુઓમાં ઘણીજ ભુંડી નફસની બુરાઇઓ શિર્ક, ખુદ પસંદી મોટાઇ, કીનો, અદેખાઇ, રિયા, લોકોથી તારીફ સાંભળવા સારાં કામ કરવાં, લાંબી આશા અને દુન્યા ઉપર હિરસ વગેરે છે. અને તે પછી તે હરામ કામો છે કે જે [illegible] સાથે વળગણ રાખે છે. અને આ ફિકહની કિતામાં લખાયલાં છે.

અને જો આ મરતબાથી પણ હિમ્મત ઘટે અને નફસની શામતથી તથા શેતાનના ફરેબથી હરામ કામ થાય તો જેમાં બંદાઓના હકકો નાશ થતાં હોય તેથી પરહેજ કરવી જોઇએ. કારણ કે અલ્લાહ તઆલા કરીમ (કરમ કરનાર) છે અને રસુલુ-લ્લાહ તથા મોટા પીરો શફાઅત કરનાર છે આં મારીની ઉમ્મેદ છે પણ બંદાઓના હક્ક બક્ષાતાં નથી, આયતો તથા હદીસો આ બાબતમાં ઘણી છે. આ (ટુંક) લખાણમાં તેનો સમાશ થઇ શકતો નથી આ હદીસ-"મુસલમાન તે માણસ છે કે તેની જીભથી તથા તેના હાથથી મુસલમાન સલામત રહે"-તથા આ હદીસ-"જે તું પોતાના જીવ માટે પસંદ રાખે તે લોકો માટે પસંદ કરે અને જે તું પોતાના જાન માટે નાપસંદ કરે તે તું લોકોને માટે નાપસંદ કરે"-આ જગ્યા બસ છે. શેઅર

મબાશ દરપએ આઝાર હરચે ખાહી કુન,
કે દર શરીઅતે માગેર અઝીં ગોનાહે નેસ્ત.*

એટલે બીજો ગુન્હો એના જેવો નથી.

બીજી નસીહતો કે જે દીન તથા દુન્યામાં લાભકારક છે તે આ છે કે પોતાના તાબેદારો ઓલાદ, નોકર, ગુલામ, બાંદી અને રઇયત એ દરએકને સાથે એવા દહાડા કહાડવા કે તેઓ રાજી થાય તથા મોહબ્બત રાખે અને સારા સ્વભાવથી તથા ગમખારીથી તથા નહીં શકિત હોય એવી તકલીફ નહીં આપવાથી તથા રિયાઅતો કરવાથી તેઓ જાન આપવા તૈયાર થાય. હાં જો તેમાં કેટલાક એકબીજાથી અદેખાઇને લીધે જો નાખુશ થાય તો તેની કશી અક્ષુત્રી નથી. અને પોતાના મતબુઅ* ને અદબથી તથા ફરમાં બરદારીથી તથા ખીજમત ગુજારીથી રાજી રાખે. પણ જો તેઓ કોઇ ગુન્હાના કામનો હુકમ કરે (તો તે કામ કરે નહીં) રસુલુ-લ્લાહે (સલ) ફરમાવ્યુ છે "પેદા કરનાર (અલ્લાહ)ની નાફરમાનીમાં મખલુકની તાબેદારી નથી" અને પોતાના ન્યાતવાલા સગા, ભાઇઓ, દોસ્તો, સાથે રહેનારા, તથા પડોશીઓ સાથે અંતઃકરણથી મોહબ્બત, પ્યાર, ગમખારી તથા તવાજો રાખવાં. દુન્યા એક રહેવાની જગ્યા છે દુન્યાના મામલા માટે આપસમાં તોડફોડ કરે નહીં. જ્યાં સુધી આપસમાં ઝઘડો ફીસાદ થયો નથી ત્યાં સુધી કોઇ ઘર બરબાદ થયું નથી, અને જે લોકોથી દુશમનીનો અનદેશો હોય તેઓની સાથે ભલાઇ અને એહસાન કરીને તેઓને શીરમિન્દા કરવા તથાન માવવા

* અર્થ—તારે તકલીફ પુચાડવાની પાછળ લાગવું નહીં અને ચાહે તે કર. કારણ કે અમારી શરીઅતમાં એના શીવાય કોઇ ગુન્હો નથી. શ્રી. મો.

* જેની તાબેદારી કરે મા-બાપ પીર ઉસ્તાદ સેઠ વગેરે તે. શ્રી૦ મો૦

જોઇએ. બેત

આસાયેશે દો ગેતી તફસીરે ઈં દો હરફસ્ત,
બા દોસ્તાં તલત્તોફ બા દુશમના મોદારા.*

અલ્લાહ તઆલાએ કહ્યું છે "બદીને તું એવી ખસલતથી દફે કર કે જે સારી છે :(એટલે દુશમનની બુરાઇને તેઓની સાથે ભલાઇ કરીને દફે કર) તો તરત જે શખ્સની વચ્ચે અને તારી વચ્ચે દુશમની હશે તે તારો દોસ્ત અને મોહબ્બત કરનાર થશે, અને જે લોક સબર કરે છે તેઓનેજ એ ટેવ અપાય છે. અને જે કોઇ મોટા નસીબવાળો છે તેને એ ખસલત અપાય છે, અને જો સેતાનનો વસવસો તને રોકાણ કરે તો તું આઉજો બિલ્લાહ પઢ (ખુદાની પનાહ માંગ) બેશક તે સાંભળનારો જાણનારો છે ( સુરા સિજદો ૪૧-૩૪-૩૬ ) આ હુકમ તે લોકો માટે છે કે તેની સાથે દુન્યાને માટે દુશમની તથા નારાજી હોય પણ જે કોઇની સાથે ખાલિસ અલ્લાહને માટે દુશમની હોય જેમ કે રાફજી ખારજી અને એના જેવા, તેઓ સાથે જયાં સુધી તેઓ બુરા અકીદાથી તોબા કરે નહીં ત્યાં સુધી મુલાકાત (મેલ) કરે નહીં; અગર જો બાપ કે દીકરો હોય. અલ્લાહ તઆલાએ કહ્યું છે. "ઓ લોકો જેઓ ઇમાન લાવ્યા છો. તમો મારા દુશમનને અને તમારા દુશમનને દોસ્ત કરો નહીં" તે આ આયાત સુધી "કદી પણ તમારી સગાઇ અને ઓલાદ કેયામતને દીવસે કામ આવશે નહીં. તે તમારામાં ફેસલો કરે છે."

ફકીરના ખાનદાનમાં હમેશા એવા આલમો થતા રહ્યા છે કે દરેક વખતમાં ચુનીન્દા હતા.

ફકીરના છોકરાઓમાંથી અહમદુલ્લાહને આ દોલત મળી હતી. ખુદા તેને બક્ષે તે મરણ પામ્યો; અને દલીલુલ્લાહ તથા સફવતુલ્લાહ વિષે મેં ઘણી રીતે આ દોલત મેળવવાને ચાહ્યું પણ તેઓએ તન આપ્યું નથી (ધ્યાન આપ્યું નથી) અફસોસ છે; અને ફતાવાની ઇબારત સમજે છે. એટલાનો કશો ઇતબાર નથી. તેઓને જોઇએ કે પોતે પણ જો થઇ શકે તો એ બાબતમાં કોશીશ કરે અને પોતાના ફરજંદો ઉપર કોશીશ કરે કે આ નહીં ટલનારી (હમેશાની) દોલતને કમાય, કારણ કે એ દુન્યામાં પણ અને આખેરતમાં પણ બરકત આપનાર છે.

ઇલમથી મતલબ અકીદા, અખલાક, અહવાલ, અને અમલોના સારાં નરસાને જાણવું છે કે જે ઇલમે અકાએદ ઇલમે અખલાક અને ઇલમે ફિકહ તેના જમાનતદાર છે. ( એ ઇલમોમાં તેનું બયાન છે) પણ આ ઇલમનું જાણવું કુરઆન, હદીસ, તફસીર, હદીસની શરહ, ઓસુલે ફિકહની દલીલો જાણ્યા વગર તથા સહાબા, તાબેઇન અને વિશેષ કરી ચાર ઇમામોના મતો જાણ્યા વગર અને લુગત, સરફ, નહો જાણ્યા વગર બની શકતું નથી; અને ઘણા ફતાવામાં કેટલીક રિવાયતો બે પયા લખાયલી છે જેથી ખરા મસલાઓના હાલનું જાણવું આ ઇલમોમાં વગર થઇ શકતું નથી, અને ઘણા ફતાવામાં કેટલીક રિવાયતો બે : લખાયલી છે જેથી ખરા ખોટા મસલાઓના હાલનું જાણવું આ ઇલમો વગર થઇ શકતું નથી, એ ઇલમોમાં કોશીશ કરવી જોઇએ. અને હિકમત ફલસફનું પડવું નકામું છે, એમાં પ્રવીણ થવું તે ગવૈયાનું મુસેકી ઇલમમાં પ્રવીણ થયા સરખું છે, કારણ કે મુસેકી પણ હિકમત રિયાઝની વિદ્યાઓની એક વિદ્યા છે, પણ મનતેક (લોજીક) એ સર્વ ઇલમની સેવા બજાવનાર છે, તેનું પડવું ( શીખવું ) જરૂર લાભકારક છે.

* અર્થ—બને જહાનનો આરામ આ બે શબ્દોનો અર્થ છે દોસ્તો સાથે મહેરબાની અને દુશમનો સાથે દરગુજર ગુ૦ મો૦.

